# શાળોપયોગી દેશીનામું.

## ગુજરાતી નિશાળોને સારૂ.

રચનાર તથા પ્રસિદ્ધ કરનાર.

**છગનલાલ લલ્લુભાઇ શાહ—વનોડિયા.**

માસ્તર–સરકારી ગુજરાતી કન્યાશાળા નં. ૧લો.

વડોદરા.



પ્રત ૧૫૦૦

સંવત ૧૯૪૪. સન ૧૮૮૮.

**અમદાવાદ—આર્યોદય પ્રેસ.**



**કિંમત ૭ આના કંપની.**

—:૦:—

પોસ્ટેજ અર્ધો આનો.

[ એજંટોને, સારૂ કમિશન આપવામાં આવે છે. ]

સો શાહાણાનો એક મત

## દેશી નામા વિષે વિદ્વાનોના વિચાર.

નામાની રચના ઘણી સારી છે. શાહુકાર સાથે લેણદેણ કરનારે અને ગુમાસ્તાઓએ અવસ્ય વાંચવી જોઇએ. નિશાળમાં છોકરાઓને એનું જ્ઞાન થાય તો, આગળ જતાં ઘણું ઉપયોગી થઇ પડશે. ( **મો. ગો.** હજુર, ટે. ઓફીસર–વડોદરા. ) આ ચોપડી સાદી અને સરળ ભાષામાં એવી રીતે લખાઇ છે કે તેને ગમે તે માણસ સમજી શકશે. દરેક ચોપડાની સમજુતી તથા નમુના ચાલતા વ્યવહારને અનુસરતા છે. નિશાળોમાં વ્યવહાર ઉપયોગી શીક્ષણ આપવા માટે આ ચોપડીની અમારી ભલામણ છે. (**વડોદરા** ના પ્રખ્યાત સરાફો) સમજુતી ઠીક આપી છે. છોકરા તથા મહેતાજીને ઉપયોગી થાય તેવી છે. ( **ગો. સુ. દેસાઇ.** )કેળવણી ખાતામાં ચલાવવા સારૂ મે, ડીરેકટર સા. ની મજુરી મળવા તમારે ઉપાય લેવા. ( **ગ. ગો. શાસ્ત્રી.** ) ઘણાજ શ્રમ અને ચોકસાઇથી લખેલું છે. તેનું સંપુર્ણ જ્ઞાન મેળવે તેને વેપારી કે સરાફને ત્યાં નામુ રાખવાને કોઈ રીતની હરકત પડે નહી. ( **મો. ર. સુરત** )આને સરકાર અને લોકો તરફથી સારો આશ્રય મળશે. છઠ્ઠા ધોરણના વિદ્યારથીઓ તેનો ઉપયોગ કરશે તો ખસુસ તેમને બહુજ લાભ થશે. હાલની લેખાવળી કરતાં આ પુસ્તક ઘણે દરજ્જે ચઢીઆતું છે. ( **મા. હ. દેસાઇ.** ) વ્યવહારના ઉપયોગી નામાની સમજણ ઘણી સારી અને સેહેલી રીતે આપી છે. નિશાળનાં ઉપલાં ધોરણોમાં તથા પરીક્ષાનાં ચાલતાં પુસ્તકોમાં તે દાખલ કરવા લાયક છે. ને જો એમ થશે તો વિદ્યાર્થીના હકમાં ખરેખર ઘણોજ ફાયદો થશે.(જ.ઇ. પેન્સનર. **પો. એ. કાઠિ.**) બીજાં પ્રગટ થએલાં પુસ્તકો કરતાં આ પુસ્તક ઘણીક રીતે સંપુર્ણ છે. આપણી નિશાળો માટે એક અવશ્યનું અને કેળવણી ખાતાએ આશરો આપવા લાયક થઇ પડયું છે. (**નુ. એ.**) **જે સાદી રીતે આ બિકટ હિસાબી હકિકત આપી છે. તે વખાણવા જોગ છે તથા ઘણા ધ્યાનથી અભ્યાંસ કરવા જોગ છે. અમો દરેક ઉધરતા વેપારીને આ ચોપડીનો ઉપયોગ કરવાની ભલામણ કરીએ છીએ. તેમજ ઉપલા વર્ગના ગુજરાતી અભ્યાસીઓને શીખવવાને ભલામણ કરવા માગીએ છીએ. (જ્ઞાનવર્ધક.) નામાની સમજ ઘણી સારી રીતે આપીછે (ગુજરાત શાળાપત્ર.)**

અપુર્ણ-જુઓ પૃષ્ઠ પર.

# અર્પણ પત્રિકા.

## શ્રીમંત મીરઝાં મહારાવ શ્રી ૭ ખેંગારજી સવાઇ બહાદુર. જી. સી. એસ. આઇ. ઇ. ઈ.

## સંસ્થાન કચ્છ.

**મહારાજા સાહેબ!**

આપ નામદાર સાર્વજનિક હિત તરફ વિશેષ લક્ષ આપો છો. હરેક મહદ કાર્યમાં આપની પરમાર્થ બુદ્ધિ પ્રસિદ્ધ થયાં કરે છે. કેળવાયલા પુરૂષને વિવિધ પ્રકારે પુરતી મદદ આપવાને ઉત્સુક છો. મને પણ આપના તરફથી સારો +આશ્રય મળ્યો છે. આપની રાજ્ય કુશળતા, સહન શિલતા, ઉદારતા અને હિંમત બીજા રાજકર્ત્તા મિત્રોને નકલ કરવા જોગ છે વગેરે વગેરે આપના સદ્ગુણો ઉછરતી પ્રજાની સ્મૃતિમાં કાયમ રહે એ હેતુથી આપનેજ અત્યાગ્રહપૂર્વક આ "શાળોપયોગી દેશીનામા"નું લઘુ પુસ્તક અર્પણ કરવામાં આવે છે. તે આપ સ્વિકારશો.

લી. આભારી

**છગનલાલ લલ્લુભાઇ શાહ.**

શેઠશેરી—વડોદરા.

---

+અમારા અર્જપત્ર ઉપરથી પ્રથમના પ્રગટ કરેલા દેશીનામાને રા. બા. મોતીલાલ લાલભાઇ દિવાનજી સાહેબ મારફત દોઢસો નકલ ખરીદ કરી આશ્રય આપ્યો હતો.

# પ્રસ્તાવના.

નામાની જેટલી જરૂર વેપારીને છે તેટલીજ જરૂર સાધારણ ઘરધણીને તથા રાજાને છે. પોતાની પેદાશ અને ખરચ ખુટણ કેવા પ્રકારનાં છે. તે જોવા તથા જાણવાને નામું એક આરશી છે. આપણો ચોખ્ખો વ્યવહાર બતાવવાને, અને આપણી ચાલ ચલકત વિષે ખાત્રી આપવાને—નામું—એક જાતનું સરટિફિકેટ છે. નામું રાખવાથી આપણને માલમ પડે છે કે ગયા વર્ષ કરતાં આ વર્ષની પેદાશમાં આટલો વધારો ઘટાડો અમુક કારણથી થયો. એકંદર ઉપજમાથી કેટલો ભાગ નિરૂપયોગી ખરચાયો, હવે નવી સાલમાં કેવી રીતે ફેરફાર કરવો, એ વગેરે બાબતો શોધી કાઢી ખર્ચને કબજે રાખવા અને તેની સાથે પેદાશમાં વધારો કરવાને સ્વભાવિક રીતે ધ્યાન ખેંચાય છે જેણે શરૂઆતથી નામું રાખી પેદાશ ખરચ સમતોલ રાખવા ને અભ્યાસ કર્યો હોય તેને પાછલી અવસ્થામાં બહુ શાન્તિ મળે છે જેઓ આળસને લીધે નામુ રાખતા નથી તેઓની લેવડ, દેવડ, પેદાશ, અને ખર્ચ સમજાતું નથી, એવા માણસને નામે બજારમાં એક પૈસાની જણસ ઊધારે મળતી નથી. વળી એવી ટેવથી આપેલી કે લીધેલી રકમ વિસરી જવાય તો તે રકમ સંભારી કાઢવાનું તેને સાધન રહેતું નથી. એટલે ઘણી ખરી વખતે વાંધો પડે છે. તથા પત્યાર ઘટવાનું કારણ થઇ પડે છે. કોર્ટે ચડેતો મોંની વાત વજનદાર ગણવામાં આવતી નથી. અને ઉપજ ખર્ચનો મેળ ન હોવાથી પૈસે ટકે સુખી થવાશે કે દુખી તે અટકળી શકાતું નથી. અને દેવાળીઆની માફક તંગીમાં દિવસ ગુજારવા પડે છે. માટે નામું લખવાની બહુજ અગત્ય છે.

પ્રાચિન કાળથી દરેક ભાષાઓમાં નામુ લખાતું આવ્યું છે. તેમાં આપણા દેશીઓની નામું રાખવાની રીત માટે એકજ બોલમાં એટલું કહેવું બસ થશે. કે તે "સંપુર્ણ" છે. જો કે તે રીત ઘણીજ ગુંચભરેલી અને અઘરી છે તો પણ અનુભવ અને અજમાયશ ઉપરથી તે વેહેલી શીખી લેવાય છે. વેપારીઓનું દુકાનો નામું શીખવાની મોટી શાળાઓ છે. એ શાળાઓમાં પુસ્તક દ્વારે જ્ઞાન મળતું નથી પરંતુ કથિત જ્ઞાન અનુભવ સાથે મળે છે પ્રાચિન કાળમાં નામું લખવાની એકજ રીત હતી પરંતુ સાધન ભુત પુસ્તક ન હોવાથી શીખવવામાં એટલો બધો ફરક પડી ગયો છે કે જાણે જુદા જુદા વેપારીઓની નામુ લખવાની રીત અસલથીજ જુદી જુદી હોય. આ ભુલ ભરેલા ફરકને લીધે કોરટોમાં નામા તપાસતાં પુષ્કળ ગુચવાડા ઉઠે છે, નિશ્ચય ઠરાવ પર આવી શકાતું નથી અને નાહક નાણાની ખુવારી થાયછે. એ વગેરે બાબતો તરફ અને સુખ શાંતિમાં આડે આવતી અવઘડો તરફ ધ્યાન આપતાં સ્વાનુભવ પ્રમાણે પુસ્તકના આ-

કારમાં એક દેશીનામું રચવાની ભારે અગત્ય જણાઇ હતી. તેથી તે વિષે ગુજરાતશાળાપત્રમાં પ્રથમ અમે કેટલીક ચર્ચા કરી તે ચર્ચાથી લોકિક ધ્યાન ખેંચાયું અને તેની સાથેજ ચાર ગ્રંથકારો મેદાનમાં આવ્યા તેમાં સામાન્ય નિયમને અનુસાર અમારી મહેનત પહેલે નબરે સફળ થવાથી તેની બીજી આવૃતિમાં મોટો સુધારો વધારો કરી ઘણી ઉલટભેર પ્રજાની સેવા બજાવવા ધારચુછે.

નામાનુ મૂળ એટલું બધું મોટું છે કે તેને જેવા ને જે આકારમાં રાખવા ધારીએ તેમ તે રહી શકે છે. કેમકે પ્રાચિન લેખકોએ ચોકસ કરેલા નિયમાનુસાર ચાલવાથી હિસાબ કિતાબમાં ભાંજગડ પડતી નથી. આપણી શાળાઓમાં ઘણી જાતના વિષયો શિખવવામાં આવે છે. તેની સાથે છઠ્ઠા ધોરણ જેવા ઉંચા વર્ગના ઉમેદવારોને આ ઉપયોગી વિષયનું જ્ઞાન આપવાની લોક માગણીથી સરકારને જરૂર પડી છે. પરંતુ કલાસ બુક તરીકે વાપરવા લાયક એટલે સહેલું અને ટુંકામાં સઘળી જાતનું જ્ઞાન આપી શકાય એવું ઉપયોગી પુસ્તક ન હોવાથી અમારા પ્રથમ પુસ્તકને કમિટિએ તપાસમાં લઈ ખાસ માગણી કરી હતી જેથી અમે આ વખતે જુદા આકારમાં તેના પરિણામ દાખલ આ પુસ્તક રજુ કરીએ છીએ. તે ઉપયોગી થશે તો કરેલી મહેનત સફળ થવા બદલ વધારે સંતોષ થશે.

ગાયકવાડી રાજ્યના તથા બ્રિટિશ રાજ્યના કેળવણી ખાતાના મહેરબાન વિદ્વાન અધિકારીઓએ એટલે રા. બા. ગોપાલજીભાઇ સૂરભાઇ દેશાઇ. આ. એ. જ્યુ. ઇ. કાઠિયાવાડ, રા. સા. માધવલાલ હરીલાલ દેસાઇ, બી. એ. ડે. એ. ઇ. રેવાકાંઠા પંચમહાલ. રા રા. ગીરધરલાલ ભાણાભાઇ મોદી. બી. એ એજ્યુ. ઇ. કડી અને નવસારી પ્રાંત, રા. રા. દામુભાઇ ડાહ્યાભાઇ મહેતા બી. એ. એલ. એલ. બી; હેડમાસ્તર ટ્રેનિંગકોલેજ વડોદરા, રા. રા. નારાયણરાવ ભાસ્કરરાવ પંડિત, એ. જ્યુ. ઇ. વડોદરા અને અમરેલી પ્રાંત, અને રા. જીભાઇ ગોકળદાસ પારેખ; આસિ. માસ્તર. ટ્રે. કોલેજ વડોદરા. એમણે તથા બીજા કેટલાક મુરબી મિત્રોએ અમારૂં પ્રથમનું પુસ્તક, તે જાતનાં બીજાં પુસ્તકો સાથે ખાત્રી ભરેલી રીતે તપાસી જઇ વિદ્યાર્થીઓને માટે આ નવું પુસ્તક રચવામાં ઘણી જાતની કિમતી સલાહ આપી છે તે માટે તેમનો હું આભારી છું.

## દેશીનામું શીખવવા વિષે સુચના.

છઠ્ઠા ધોરણના છોકરાઓને વ્યાખ્યાન રૂપ વિષય શીખવવામાં આવે છે. તેથી આ પુસ્તક એ રીતે લખ્યું છે. નામાની અને ચોપડાની વ્યાખ્યા સમજાવ્યા પછી છોકરાઓ પાસે કોરા કાગળો મંગાવવા. અને તેમને હાથે તેમાં સળ વગેરે પડાવી ચોપડા બંધાવવા. એ દરેક ચોપડાના પુઠાપર ચોપડાના

નામની ચીઠ્ઠીઓ ચોઢાવવી. દરેક ચોપડાનો ઉપયોગ કેવી રીતે થઇ શકે છે અને તે વિના કેવી અડચણો આડે આવે છે તેના કારણો તેઓ પોતાની મેળે કહી શકે એવી ગોઠવણ પ્રથમથી કરતા જવી. જમાખર્ચને લગતા નિયમો પાયરી બંધ આપેલા છે. તે છોકરાઓના ધ્યાનમાં બરાબર ઠસે એવીરીતે સમજાવવા તથા તે નિયમને લગતાં ઉદાહરણો સહેલા રૂપમાં તેમના આગળ મુકવાં. કેટલીક વખતે નિયમને અનુસરતાં ઉદાહરણો તેમની પાસેથી કઢાવવાં એટલે તેમની શકિત એ બાબતમાં કેળવાઇ છે કે નહીં તે સમજવામાં આવશે. ઉદાહરણ વખતે મનુષ્યનાં નામ લેવાં પડે તો કલાસના છોકરાઓનાં નામ લેવાં અને કેટલીક વખતે જાણે પ્રત્યક્ષ વ્યવહાર કરતા હોય એમ કેટલાક પદાર્થોની લેવડ દેવડ કરાવી જમાખર્ચ નાખતાં શીખવવું. જમાખર્ચ સારા અક્ષરે, સારી ઇબારતે, ઘટતી ઉતાવળે, અને વ્યવહાર કરીને તુરતા તુરત નામે લખે એવો મહાવરો થવો જોઇએ. બરાબર રીતે રોજમેળ અને ખાતાવહી આવડશે તો વેપારીની દુકાને સાત ચોપડાથી નામું લખવાને કોઇ પ્રકારનો વાંધો રહેશે નહીં.

નામું લખવાની શરૂઆત નરી રોકડ રકમથી કરવી. રોકડ રકમ વિષેનો જમાખર્ચ આવડયા પછી ચઢતા ક્રમે જમાખર્ચી રકમ ઉમેરતા જવી. તેમજ શરૂઆતમાં ચાલતા વહીવટનું નામું લખવાનો મહાવરો કરાવવો અને તે સઘળી રીતે પાકું થયા પછી જેને ત્યાં નામાનું કશું ઠેકાણું નથી અને લહેણદેણ તથા મુડી વગેરે બાબત તજવીજ કરી નામું મેળવવું છે. તેવા ઘરધણીના નામાનો જમાખર્ચ નાખતાં શીખવવું. ઉપર કહેલી રીત સહેલી છે પરંતુ આ બીજી રીત ઘણી અઘરી છે. માટે તે વિષે ઘણા દાખલા આપી સમજાવવું. (જુઓ નમુના). આપણી શાળાઓમાં રોજમેળ અને ખાતાવહી શીખવવાનો ઠરાવ છે તો બે ચોપડા પરથી સઘળી જાતનો વ્યવહાર નક્કી કરી આપે અને સાલ આખરે સરવાયું કાઢી શકે એવી ખબડદારી છોકરામાં આવે તોજ નામું શીખવવામાં કરેલી મહેનત સફળ થઇ માનું છું. કોઇ શિક્ષકને અથવા વિદ્યાર્થીને વેપારીના સાતે ચોપડા જાણવાની ઇચ્છા થાય તે સારૂ પુરવણી વધારામાં તે સઘળા નમુના આપવામાં આવ્યા છે. શીખવેલા વિષયનું પુનરાવર્ત કરવામાં જોઇતા સવાલો તથા છઠ્ઠા ધોરણની પરીક્ષામાં આવેલા પ્રશ્નો અને તે લખવાની રીત પણ પુરવણી વધારામાં ખુલાસાવાર આપી છે તેથી આશા છે કે મારા મિત્રોને આ નામું અઘડધડ ભરેલું લાગશે નહીં.

છગનલાલ લલ્લુભાઇ શાહ.

# સાંકળિયું.

## શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | લીંટી. | શું છે. | શું જોઇએ. |
|---|---|---|---|
| ૭ | ૨૬ | શિકારના | શિકારનારના |
| ૧૨ | ૧ | ધાતુના | ધાતુનાં |
| ૧૩ | ૧૨-૧૩ | સોનુ | સોનું |
| ૧૪ | ૨૧ | માડી | માંડી |
| ૧૬ | ૧૦ | ખોખુ | ખોખું |
| ૧૬ | ૨૨ | મગભાઇના | મગનભાઇના |
| ૧૬ | ૩૪ | ચિકારનારના | શિકારનારના |
| ૧૮ | ૧૮ | મુલના | મુળજીના |
| ૧૯ | ૫ | ૧ાા | ૨ાા |
| ૨૦ | ૮ | સં૦ ૧૯૪૨ | સં. ૧૯૪૩ |
| ૨૮ | ૧૮ | ૫૦ ૯ાા ના | ૫ ૯૦ાાના |
| ૪૩ | ૨ | ધરધણી | ઘરધણી |
| ૫૨ | ૧ | જાત | જાતમાં |

श्री गणेशाय नमः

# શાળોપયોગી દેશીનામું.

૧. **નામે** લખવું એ ઉપરથી નામું શબ્દ થયો છે. પરંતુ વ્યવહારમાં માણસો પોતાની કમાણી, ખર્ચ, અને કોઈ રકમ આપ્યા લીધાનો જે હિસાબ રાખે છે તેને **નામું** કહે છે.

૨. નામું લખવાને બાંધેલા કાગળોના જથાને **ચોપડો** કહે છે.

૩. નામું લખવાના **સાત** ચોપડા કહેવાય છે.

क. **રોકડમેળ.**—રોજની રોકડી રકમો લખવાનો ચોપડો.

ख. **નોંધ.**—રોજની રોકડ સિવાયની રકમો લખવાનો ચોપડો.

ग. **આંકડાવહી.**—રોકડમેળ અને નોંધ ઉપરથી ખાતાવાર ખતવેલો ચોપડો.

ग. **આવરો.**—રોકડમેળ અને નોંધ [illegible] વ્યાજ ખર્ચ લખેલો માસિક ચોપડો.

ङ. **ખાતાવહી.**—આવરા ઉપરથી ખાતાવાર ખતવેલો ચોપડો.

च. **વ્યાજવહી.**—ખાતામાં પડેલી રકમોનું વ્યાજ ગણવાનો ચોપડો.

छ. **સરવાયુ.**—દેવા લહેણાની તારીજનો ચોપડો.

(જુઓ પુરવણી વધારાના નમુના).

ઘણા મોટા સરાફો અને વેપારીઓ ઉપર ગણાવેલા સાત ચોપડા રાખેછે. સાધારણ વેપારી નોંધ અને સરવાયુ રાખતા નથી; વખતે તેઓ આવરો પણ કરતા નથી. ઘરધણી અને નાના વેપારી, રોજમેળ અને ખાતાવહી નામે બેજ ચોપડા રાખે છે. કોઈતો એકલી ઠામખાતાવહી એટલે બેઠો મેળ રાખે છે.

૪. નામું લખવાના સાત ચોપડામાં **બે** ચોપડા મુખ્ય ગણાય છે.

अ. **રોજમેળ.** ब. **ખાતાવહી.** (જુઓ તેના વિષયમાં વ્યાખ્યા.)

—:०:—

## રોજમેળ વિષે.

૫. દરરોજનું નામું લખવાના ચોપડાને [૧]**રોજમેળ** કહે છે. (જુઓ મેળ.)

૬. રોજમેળના પાનામાં સેળ લખવાની **મીતિ** આડી લીટી દોરી લખવી. (જુઓ મેળમાં.)

૭. મેળમાં દરેક પૃષ્ટના **બે ઉભા ભાગ** પાડવામાં આવે છે. ડાબી તરફના અર્ધા ભાગને [૨]**જમા**બાજુ, અને જમણી તરફના અર્ધા ભાગને **ઉધાર** બાજુ કહે છે. જમા ઉધારને બદલે **જમાખર્ચ** પણ બોલવામાં આવે છે. ઉપર પ્રમાણે મીતિ લખ્યા પછી તે બાજુઓ સંક્ષેપમાં લખાય છે. (જુઓ મેળમાં.)

૮. આવેલી રકમોને **દેવી,** અને ગયેલીને **લહેણી** રકમો કહે છે. દેવી અને લહેણી એટલે આવેલી અને ગયેલી રકમો અનુક્રમે **જમા ઉધાર** બાજુએ લખાય છે. (જુઓ મેળમાં.)

૯. જમા ઉધાર કરવાની રકમોના આંકડા અને લખાણની લીટીઓ નિયમિત રહેવા દરેક બાજુમાં **ત્રણ** કે તેથી વધારે સળ પાડેલા હોય છે, (બતાવો ચોપડો લાવી.) તેમાં **પહેલા સળમાં** જમાખર્ચની રકમોના **આંકડા** લખાય છે, અને **બાકીના સળ**પર એક આડી લીટી દોરી **જમા ઉધાર કરાવનારનું નામ-ઠામ** લખીને લખાય છે કે **"ખાતે જમે"** અથવા **"ખાતે ઉધાર."** પછી તેના [૩]પેટામાં [૪]**નાણાની જાત—બાબત** અને [૫]**હસ્તે** લખવામાં આવે છે. (જુઓ મેળમાં.)

૧૦. પાછલા દિવસની શિલકને **"શ્રીપુરાંત બાકી"** કહે છે. અને **તે** ચાલતા દિવસનું [૬]જમાખર્ચ લખતાં **પહેલાં જમા બાજુએ** લખાય છે. (જુઓ કા. વદ. ૮થી તમામ મેળો).

---

૧. કેટલાક આખા મહિના સુધી નામુ લખીને શિલક કાઢે છે તોપણ તેને રોજમેળ કહે છે. (જુઓ જેઠનો મેળ.) ૨. ગુજરાતના જુજ ભાગમાં જમણી બાજુને જમા, અને ડાબી બાજુને ઉધાર કહે છે. ૩. મથાળાની લીટી નીચે ડાબી તરફ રકમનો આંકડો લખવા જોગ કોરી જગા રાખી વિગત લખવા સારૂ નાની લીટી દોરવામાં આવે છે તેને પેટું પાડચું કહે છે. ૪. બાબાશાહી, મુંબાઇગરા કે બીજા શિક્કાનાં. ૫. આપી જનાર અથવા લઈ જનારનું નામ.

૬. સરકારી નામામાં જમા બાજુએ શિલક લખ્યા પછી "જમા રોજ મજકૂર" અને ઉધાર બાજુએ પ્રથમ "ખરચ રોજ મજકૂર" એવું લખી ચાલતા દિવસનાં જમાખરચ લખવામાં આવે છે. અને પાછલી શિલકને "શિલક રોજ ગુદસ્તાની" એમ કહે છે. (બતાવો સરકારી મેળ.)

જો નવોજ મેળ લખવો શરૂ કર્યો હોય તો પાછલા દિવસની શિલક હોતી નથી. એ વખતે પોતાની પાસે રોકડનાણું હોય તે લહેણી રકમ સાથે [1]પોતાને અથવા ઠરાવેલા મુકરર ખાતે જમા કરી, દેણદારને ખાતે લહેણી રકમો ઉધારવામાં આવે છે. તેમજ દેવું હોય તે જેને તેને ખાતે જમા કરી પોતાને નામે અથવા ઠરાવેલા મુકરર ખાતે ઉધારવામાં આવે છે, અને તે પછી ચાલતું જમાખર્ચ લખાય છે. (જુઓ કા. સુ. ૫ નો મેળ.)

૧૧. જમાખર્ચ પાડવાની રકમો બે પ્રકારની છે.

अ. રોકડી. ब. જમાખર્ચી.

૧૨. જે રકમનો જમાખર્ચ પડવાથી **શિલકમાં વધઘટ** થાય છે; એટલે રૂપિયા, પૈસા કે નોટોની જે આપ લે થાય છે તેને **રોકડી** રકમ કહે છે, એનો જમાખર્ચ લખતાં પેટાંમાં "રોકડા" એમ લખાય છે. (જુઓ મેળમાં).

૧૩. જે **રકમ** જમા ખર્ચમાં પડીને શિલકમાં વધઘટ કરી શકતી નથી પરંતુ જૂદે જૂદે ખાતે લેવડ દેવડનો વ્યવહાર કરાવે છે તેને **જમાખર્ચી** રકમ કહે છે. તમામ પ્રકારની ઉધાર લેવડ દેવડ જમાખર્ચી રકમ છે. એ રકમનો જમાખર્ચ લખતાં પેટામાં "ફલાણી બાબતના અમૂક ખાતે ઉધારીને" અથવા "જમા કરીને" એમ લખાય છે. (જુઓ કબૂલત વગેરે મેળમાં.)

## બીજા સાથેના વ્યવહારના જમાખર્ચ વિષે.

૧૪. રોકડી રકમની લેવડ દેવડ **મૂળધણીને** ત્યાંથી તેમના હસ્તુ અથવા તેમનીવતી બીજાના હસ્તુ થાય તોપણ એ વ્યવહારનું જમાખર્ચ **મૂળ ધણીને** નામે થાયછે. (જુઓ કા. શુદ ૫ ના મેળમાં બહોણી બાબત.)

---

૧. નામું જોવા ઉપરથી પોતાની મુડી અને લહેણ દેણ જણાઇ આવવું જોઇએ. માટે શરૂઆતના મેળમાં તે બાબતનું જમાખરચ થવાની જરૂર છે. પાછલા વખતનો હિસાબ ન હોય તો એકદમ તમામ લહેણ દેણની રકમો માલુમ પડતી નથી. એવો પ્રસંગ હોય તો જેમ જેમ માલુમ પડે તેમ તેમ તેનું જમા ખરચ નાખતા જવું એટલે આખર જતાં ચોખ્ખું નામું થશે. વેપારનો માલિક પોતે હોય તો પોતાનું નામ અથવા દુકાન ખાતુ રાખી જમાખરચ લખે છે. સહીઆરો વેપાર હોય તો દરેક ભાગીદારને ખાતે જમે ઉધાર કરવામાં આવે છે આમાં દુકાન ખાતુ મુખ્ય રાખેલું છે.

૧૫. **બીજા માણસની વતી** ત્રીજે ઠેકાણેથી રોકડી રકમ લાવવામાં આવે તો **બીજા માણસને નામે** જમે કરી પેટામાં તે રકમ લીધાનું ઠેકાણું બતાવવામાં આવે છે. (જુઓ કા. શુદ ૫ ના મેળમાં રૂ. ૧૦૧. વિષે.)

૧૬. **બીજા માણસને** ત્રીજે ઠેકાણેથી જે રોકડી રકમ અપાવવામાં આવે તે **તેને નામે** ઉધારી **આપનાર** ધણીને ખાતે જમા કરવામાં આવે છે. (જુઓ કા. વદ. ૮ના મેળમાં રૂ. ૧૪૫ા વિષે.)

૧૭. બીજા માણસ સાથેનો લેવડ દેવડનો વ્યવહાર **કબુલતથી, હુંડીથી** અથવા હરકોઇ **જણશથી** એટલે **જમાખર્ચી** રકમથી થાય તો તેનું જમાખર્ચ ઉલટપાલટ લખવામાં આવે છે. એટલે સામાધણીએ તેમ કર્યું હોય તો **તેને નામે જમા કરી** કબૂલનાર અથવા હુંડી વગેરેના **મુખ્ય[1] ખાતે ઉધારવામાં** આવે છે, અથવા સામા ધણીને તે પ્રમાણે આપ્યું હોય તો **તેને નામે ઉધારી, કબુલનાર** અથવા **હુંડી** વગેરેના **મુખ્ય ખાતે જમાં** કરવામાં આવે છે. (જુઓ કા. વદ. ૮ વગેરેના મેળમાં.)

## પેદાશનું જમાખર્ચ નાખવા વિષે.

૧૮. પેદાશનું સ્થળ **વેપાર** છે. વેપાર અનેક પ્રકારના છે. વેપાર નહીં કરનારને પેદાશનો આધાર **જમીન, નોકરી,** કે **મજુરી** ઉપર હોયછે. વેપારના બે મોટા ભાગ કરી શકાય છે. **સરાફી** ધંધો, અને **વેપારીનો**, એટલે માલ લેવા દેવાનો ધંધો.

સરાફી ધંધો કરનારા રોકડ નાણાંની ઉથલ પાથલ કરી પેદાશમાં વધારો કરવાનો યત્ન કરે છે. વેપારીનો ધંધો કરનારા માલની લેવડ દેવડ કરી પેદાશને વધારે છે. વેપારી લોકો પોતાના ધંધાને અંગે સરાફી ધંધાનો કેટલોક ભાગ કરી શકે છે. માટે સામાન્ય રીતે નીચે પ્રમાણે પેદાશના પ્રકાર ઠરાવી શકાય છે.

**अ—વિવિધ નાણું આપવા લેવામાં, ब. નાણું ધીરવામાં અને જમે** રાખવામાં, **क. માલની લેવડ દેવડમાં** ड. **હુંડીઓમાં**. એ ચારે બાબતના જમાખર્ચ વિષે નીચે પ્રમાણે—

---

૧. મુખ્ય ખાતે એટલે હુંડીને, અથવા એ જણશનો કરવા ધારેલા ઉપયોગ ખાતે લખવામાં આવે છે. જેમ કે ખરચમાં વાપરવી હોય તો ખરચ ખાતે, વેપાર સારૂ હોય તો ખરીદ ખાતે. ઇ૦

## अ. વિવિધનાણું આપવા લેવામાં થતી પેદાશ વિષે.

૧૯. વિવિધ નાણું આપતાં લેતાં થયેલા નફા તોટાને **વટાવ** કહે છે, અને તેનું જમાખર્ચ નાખવાના ખાતાને **"વટાવખાતુ"** કહેછે. કોઈનો હિસાબ કરી આપ્યા બદલ મળેલી **સુખડી** કે **પાઘડી, ખત** અથવા અરજીની **લખામણી** તથા **દલાલી** વટાવ ખાતે જમા કરવામાં આવેછે. અને **વેપારને અંગે** આપેલી **દલાલી**, લહેણું વસુલ કરવામાં **મેલેલી છૂટ**, તથા વેપારમાં આવેલી **ખોટ** [1]વટાવખાતે ઉધારવામાં આવે છે. વટાવખાતે દેવી રહેલી રકમ જેને તેને ખાતે જમા કરી ઉધારવામાં આવે છે; અને લહેણી રહેલી રકમ તેથી ઉલટું એટલે જેને તેને ખાતે ઉધારીને જમા કરવામાં આવે છે. (જુઓ દરેક મેળમાં વટાવખાતાનો જમાખર્ચ.)

## ब. નાણું ધીરવા અને જમે રાખવામાં થતી પેદાશ વિષે.

૨૦. અરસ્પરસ નાણું ધીરવા બદલ નફા તરીકે **જે** રૂ. વધારે આપવા લેવા પડે છે. તેને **વ્યાજ** કહે છે. અને તેનું જમાખર્ચ નાખવાના ખાતાને **વ્યાજખાતું** કહે છે. **ચડાવો, હકસાઇ**, અને **મંડામણી**ની લેવડ દેવડ પણ [2]વ્યાજખાતે જમાં ઉધાર થાય છે. વ્યાજ ખાતે દેવી રહેલી રકમ જેને તેને ખાતે જમે કરી ઉધારવામાં આવે છે અને લહેણી રહેલી રકમ જેને તેને ખાતે ઉધારી જમે કરવામાં આવે છે. (જુઓ મેળમાં વ્યાજ ખાતે.)

## क. માલની લેવડ દેવડ વિષે.

૨૧. વેપાર કરવા લીધેલા માલને **ખરીદ** કહે છે, તથા તે માલના વેચાણને **વકરો** કહે છે. અને એ જમાખર્ચ **",ખરીદ વકરાખાતે"** થાય છે.

૨૨, **રોકડી રકમે** ખરીદ કરેલો માલ, [3]**ખરાજાત** સાથે **ખરીદખાતે** ઉધારવામાં આવે છે. ( જુઓ કા. શુદ ૫ નો મેળ સોનાની ખરીદી વિષે.) પરંતુ **ઉધારે** માલ ખરીદ્યો હોય તો તે માલના રૂા. **માલ**

---

૧. ખરચ સંબંધી બાબતમાં ગયેલો વટાવ અને અરજી વગેરેની લખામણી વટાવ ખાતે લખાતી નથી.

૨. સાધારણ ધરધણી આપેલું વ્યાજ ખરચ ખાતે ઉધારે છે.

૩. ભાડું દલાલી, અને જકાત વગેરેના ખરચને ખરાજાત કહે છે.

**આપનાર ધણીને** ખાતે જમે કરી [1] **ખરીદખાતે** ઉધારવામાં આવે છે. (જુઓ કા. વદ ૮માં રામાપગીનાં લીધેલાં ઢોર વિષે.)

૨૩. **રોકડેથી** માલનું **વેચાણ** થાય તે [2]**વકરાખાતે** જમે કરવામાં આવે છે. (જુઓ કા. શુદ. ૫ ના મેળમાં વેચેલા સોના વિષે.) પરંતુ ઉધારે માલનો વકરો થાયતો તે રૂા. વકરાખાતે જમા કરી લેનારને નામે ઉધારવામાં આવે છે. (જુઓ મેળમાં).

૨૪. માલ વેચાણ રાખનાર માલના પૂરા રૂા. ન આપી જતાં થોડા આપી જાય તો ઉપર પ્રમાણે જમાખર્ચ નાખ્યા પછી લીધેલા રૂા. તે ધણીને ખાતે જમા થાય છે અથવા વકરા ખાતે માલના રૂા. જમા કરીને તેને ખાતે બાકી રહેલા રૂા. પેટા ફોડથી ઉધારવામાં આવે છે. (જુઓ ફાગણ વદ. ૫ મગન સુબજીને ખાતે)

---

## હુંડીઓ વિષે.

૨૫. નાણાવટી અથવા સરાફ બીજા માણસને પરદેશમાં નાણાં મળવા પોતાના આડતિયાપર જે કાગળ લખી આપે છે તેને **હુંડી** કહે છે. હુંડી બે જાતની છે. અ. **નામજોગી.** બ. **શાહજોગી.**

૨૬. જે હુંડીથી [3]**રાખ્યાવાળા** ધણીનેજ તેનાં નાણાં મળી શકે તેને **નામજોગી** હુંડી કહે છે. નામજોગી હુંડીમાં **રાખ્યા "નામજોગ"** લખાય છે. હુંડીનો લખનાર હુંડી શિકારનાર આડતિયા ઉપર અલાય-

---

૧. પરદેશખાતેથી માલ મંગાવ્યો હોય તો આડતિયાનો જવાબ આવ્યા પ્રમાણે તેને ખાતે જમા કરી ખરીદ ખાતે ઉધારવામાં આવે છે, અને એ જવાબના કાગળને ભરતિયું કહે છે. ભરતિયામાં માલને લગતી તમામ હકિકત લખેલી હોય છે. સરકારી હાંસલ ચુકવનારા ભરતિયું જોઇ હાંસલ ચુકાવી લે છે. માલ આવ્યો હોય અને ભરતિયું ન આવ્યું હોય તો જકાતવાળા ભરતિયું આવતા સુધી માલની ગાંસડી છોડવા દેતા નથી.

૨. કેટલાક વેચાણ રાખનારનું નામ જણાવે છે. ગાંધી અને વહોરા જેવાને ત્યાં લેનારનાં અને વેચેલી જણસનાં નામ લખી શકાતાં નથી, તેઓ સાંજે રોકડ અને ઉધાર વેચાણ ગણી વકરાખાતે જમે કરે છે. ઉધાર વેચાણ જેને તેને ખાતે લખવા માટે કાગળ, પાટી, કે પતરાપર પ્રથમ નોંધી રાખે છે ને તે પરથી મેળમાં લખે છે.

૩. હુંડી કરાવનાર ધણીને રાખ્યાવાળા કહે છે.

દા કાગળમાં રાખ્યાવાળાના અંગની કેટલીક નિશાનીઓ લખી મોકલે છે, તે પરથી શિકારનાર રાખ્યાવાળાને તપાશી જોઈ હુંડીનાં નાણાં આપે છે. આ જાતની હુંડીની મુદત પૂરી થઇ હોય અને જો આડતિયાનો ઉપર પ્રમાણે કાગળ ન આવે તો હુંડી શિકારવામાં આવતી નથી. આ પ્રકારની હુંડી વેચી શકાતી નથી પણ લખનાર ધણીને પાછી આપી શકાય છે.

૨૭. જે હુંડીથી **રાખ્યાવાળાને** અથવા તેની વતી ગમે તે માણસને તેના રૂ. મળી શકે તેને **શાહજોગી** હુંડી કહે છે. શાહજોગી હુંડીમાં **"રાખ્યા શાહજોગ"** લખાય છે. શિકારનારને [1]ખોળાધર આપવાથી શાહજોગી હુંડીનાં નાણાં મળી શકે છે. રાખ્યાવાળાને નાણાંની વધારે અગત્ય હોય અને શિકારનારની મરજી હોય તો મુદત પૂરી થતા પહેલાં ખોળાધરી અને વધારે દિવસની તેરીખો, કાપી આપે એટલે હુંડીનાં નાણાં મળી શકે છે. શાહજોગ હુંડીઓ [2]વેચાણ થાય છે, અથવા લખનાર ધણીને પાછી આપી શકાય છે.

૨૮. હુંડી ગેરવલ્લે પડે તો **પેંઠ** મળે છે, પેંઠ ગેરવલ્લે પડે તો **પરપેંઠ** મળે છે, ને તે બન્ને ગેરવલ્લે જાય તો **કાગળ**થી નાણાં મળે છે. પરંતુ એમ કરવામાં કોઇ વખતે દગો ન થાય તે માટે એ દરેક દસ્તાવેજમાં લખવામાં આવે છે કે **"અમુક લેખ ગેરવલ્લે પડવાથી આ દસ્તાવેજ લખી આપવામાં આવ્યો છે માટે તમારા હિસાબી ચોપડા તપાસી જોતાં જો પ્રથમના લેખથી નાણાં આપ્યાં હોય તો આ લેખ રદ સમજજો".**

૨૯. હુંડીમાં નીચે પ્રમાણે મુદતો લખવામાં આવે છે.

क. **તુરત મુદતની**—હુંડી દેખાડતાની સાથે નાણાં મળે.

ख. **દીન. ૧. વળતાની**—હુંડી દેખાડયા પછી બીજે દિવસે નાણાં મળે.

---

૧. હુંડીના નાણાં લેનાર માણસ શાહુકાર છે એવી ખાતરી આપનાર માણસને ખોળાધર કહે છે. ખોળાધર થનાર આસામી હુંડી શિકારના ગામનો જ હોય છે.

૨. વેચાણ આપનારે શાહજોગી હુંડીના મથાળે વેચાણ રાખનારને લખી આપવુ પડે છે કે, અમુક આસામીએ ફલાણા ધણીને વેચાણ આપી છે. કલકત્તા વગેરે તરફ એવો રિવાજ છે કે વેચનાર ધણી એવી હુંડીની પાછળ ફકત સહી કરી આપે છે. વેચાણ રાખનાર પણ ખોળાધરી આપે તોજ તેનાં નાણાં [illegible] છે

ग. **મુદતવાર સોમની.**— " ચોથે દિ. "

घ. **દીન ચારચારની**— " [1]નવ, તેર, અને પંદર દિ."

ङ. **બાંધી મુદતની.**—હુંડીમાં ઠરાવેલી મુદત પછી નાણાં મળે.

૩૦. ઉપર પ્રમાણે મુદતના પ્રમાણમાં **હુંડીઓ ઓળખવાને જૂદાં જૂદાં નામ** હોય છે.

अ. તરત મુદતની હુંડીને **રોકડી, દર્શની,** અથવા **તરત મુદત**ની કહે છે.

ब. મુદતની હુંડીઓને **બાંધી મુદતની** હુંડીઓ કહે છે.

क. આપણા દેવાને પેટે આડતિયાને જે હુંડીઓ વેચાણ રાખીને, કે બીજા કનેથી લખાવીને, અથવા પોતે ત્રીજા માણસ ઉપરની લખીને બીડવામાં આવે છે તેને **શાખા** હુંડીઓ કહે છે.

૩૧. હુંડી શિકારનાર ધણી હુંડી જોયા પછી તેમાં **દેખાડ** ઘાલી આપે છે એટલે તે ઉપર હુંડી પહોંચ્યાની **મીતિ લખી** આપે છે. પછી હુંડીમાં લખેલી મુદત પૂરી થયે રાખ્યાવાળાને હુંડી શિકારી નાણાં આપે છે. નાણાં આપતી વખત રાખ્યાવાળા પાસેથી હુંડીમાં **ભરપાઇ** કરાવી લે છે. એટલે **"રૂા-આટલા ભરી પૂરી પામ્યોછું"** એમ અક્ષરથી લખાવી લે છે. એવી રીતે ભરપાઇ થયેલી હુંડીને [2]**પાકેલી હુંડી** અથવા **ખોખું** કહે છે. ને તે **મૂળ લખનારને** શિકારનાર ધણી **પાછું** બીડે છે.

૩૨. હુંડી શિકારી નાણાં આપતી વખતે હુંડીમાં ઠરાવેલી મુદત કરતાં વધારે દિવસની જે **છૂટ** લેવામાં આવે છે તેને **ભરખાઇ** કહે છે. એ વિષે વડોદરામાં ૫, અમદાવાદમાં ૯, અને મુંબાઈમાં ૭ દિ૦ છે.

૩૩. હુંડીમાં **અમારી વતીને** ખાતે અને **તમારી વતીને** ખાતેની નિશાની લખવામાં આવે છે.

क. **અમારી વતીને ખાતે** એટલે હુંડીનું જોખમ **અમારે માથે છે.** આડતિયાને નામે લખેલી હુંડીના રૂા૦ રાખ્યાવાળાને શિકારી આપતા સુધીની તેરીખો એટલે **વ્યાજ અમારીવતી વાળાને** મળે છે. કેમકે

---

૧. વડોદરામાં ૯, અમદાવાદ સુરતમાં ૧૩, અને મુંબાઇમાં ૧૫ દિવસે શિકરાય છે.

૨. આડતિયો લખી આપેલી હુંડી શિકારતો નથી તો રાખ્યાવાળાને ત્રિજા ધણીપર કાગળ લખી નાણાં અપાવવાં પડે છે અને તેની મારફતે એ હુંડી પાછી મંગાવવામાં આવે છે. એવી હુંડીઓને કારે પુઠની હુંડીઓ કહે છે.

શિકારેલી તારીખના રૂ૦ હુંડીના ખોખા ઉપરથી આડતિયાને નામે જમા કરવામાં આવે છે. અને શિકારનાર પણ તેજ તારીખના ઉધારે છે.

ख. **તમારીવતીને ખાતે** એટલે મોકલેલી હુંડીઓનું જોખમ **સામા ધણીને** માથે હોય છે. અને તેમાં વ્યાજ વગેરેનો નફો **તમારીવતી વાળાને** એટલે **સામા ધણીને** ગળે છે.

૩૩. હુંડીઓ આપવા લેવામાં થયેલા નફા તોટાને **હુંડિયામણ** કહે છે. અને તેનું જમાખર્ચ લખવાના ખાતાને "[૧]**હુંડિયામણ ખાતુ**" કહે છે. હુંડીઓ શિકારવાની આડત, [૨]નકરામણ શિકરામણનો ખર્ચ વગેરે બાબતનું જમાખર્ચ હુંડિયામણ ખાતે નાખવામાં આવે છે.

## હુંડીઓનો જમાખર્ચ નાખવા વિષે.

૩૪. જમાખર્ચી કરવાની હુંડીઓ બે પ્રકારની છે.

૧. રોકડી. ૨. જમાખર્ચી.

**રોકડા** રૂ. લઇ કરી આપેલી હુંડીઓને **રોકડી હુંડીઓ** કહે છે અને ઉધારે લખી આપેલી હુંડીઓને **જમાખર્ચી હુંડીઓ** કહે છે.

૩૫. **હુંડીઓનો જમાખર્ચ નાખવામાં** નીચે લખેલા મુદ્દા યાદ રાખવા,

क. કોના ઉપરની કયા ગામની, ख. કોણે ક્યાંથી લખી. ग. કોના રાખ્યા. घ. કઇ જાતની. ङ કઈ મુદતની, च. ક્યારે લખી, छ. કઇ નિશાનીવાળી, ज શિકરાવવા કોણ આવ્યું, झ. કોની ખોળા ધરી લીધી.

૩૬. **ચાર રીતના વ્યવહારની હુંડીઓ** જમાખર્ચમાં આવે છે.

अ. લખી આપેલી હુંડીઓ. ब. લખાવેલી હુંડીઓ. क. શિકારેલી હુંડીઓ. અને ड. વેચાણ હુંડીઓ.

**૩૭. લખી આપેલી હુંડીઓનો જમાખર્ચ લખવા વિષે—**

क. રોકડા રૂા. થી કરી આપેલી હુંડીઓ બે રીતે લખાય છે.

રોકડેથી લખી આપેલી હુંડી જે આડતિયાપર લખી હોય તેને

---

૧. ખર્ચ સંબંધી બાબતમાં આપેલું હુંડિયામણ હુંડિયામણ ખાતે લખાવું નથી. ૨. લેખાવળીમાં ખેપ નકરામણ લખ્યું છે આડતિયો હુંડી શિકારે નહી તો હુંડી લઇ જનારને થયેલા ખર્ચ બદલ લખનાર ધણી જે પૈસા આપે છે તેને નકરામણ શિકરામણ કહે છે.

નામે જમા કરી, પેટામાં હુંડીની વિગત લખી; હુંડિયામણ વિષેની લેવડ દેવડ હુંડિયામણ ખાતે જમા ઉધાર કરવામાં આવે છે. અથવા૦ હુંડી કરાવનારને નામે તેની પાસેથી લીધેલા રૂ. જમા કરી, હુંડી આપ્યા પછી ઉધારી ને ઉપર પ્રમાણે આડતિયા વગેરેને ખાતે જમાખર્ચ નાખે છે. (જુઓ ફાગણ વદ ૫ રૂ. ૧૫૦) ની કપડવંજની હુંડી.)

ख. રાખ્યાવાળાને (હુંડી કરાવનારને) નામે લખીને એટલે ઉધારે હુંડી લખી આપી હોય તો રાખ્યાવાળાને નામે હુંડી તથા હુંડિયામણના રૂ. ઉધારી, જે આડતિયા ઉપર હુંડી લખી હોય તેને નામે હુંડીના રૂ. અને હુંડિયામણ ખાતે હુંડિયામણના રૂ. જમા કરવામાં આવે છે. જો હુંડી કમી ભાવથી આપી હોય તો ભાવની કસર જેટલા રૂ. રાખ્યાવાળાને નામે ઓછા ઉધારી હુંડિયામણ ખાતે ઉધારવામાં આવે છે. (જુઓ જેઠ શુદ ૫. ના મેળમાં રૂ. ૩૦૦) ની મુંબાઇની હુંડી.)

### ૩૮. લખાવેલી હુંડીઓના જમાખર્ચ વિષે.—

ग. રોકડા રૂ. આપી લખાવી લીધેલી હુંડીઓ બે રીતે લખાય છે.

રોકડા રૂ. આપી બીજા વેપારી કનેથી લખાવી લીધેલી હુંડી, કરવા ધારેલા [1]ઉપયોગ ખાતે ઉધારવામાં આવે છે. અને હુંડિયામણની લેવડ દેવડ હુંડિયામણ ખાતે જમા ઉધાર કરવામાં આવે છે. અથવા હુંડી લખી આપનાર **બીજા વેપારીને નામે** હુંડી કરી આપવા બદલ આપેલા **રોકડા** રૂ. ઉધારે છે. પછી તેની પાસેથી હુંડી મળે છે એટલે તેને નામે ઉધારેલી રકમ જમા કરે છે અને **હુંડીનો ઉપયોગ કરવા ધારેલે ખાતે** હુંડીના રૂ. ઉધારી **હુંડિયામણ** સંબંધી લેવડ દેવડ **હુંડિયામણ ખાતે** જમા ઉધાર કરે છે. (જુઓ આસો શુદ ૫ ના મેળમાં રૂ ૫૦૦ ની લખાવેલી હુંડી વિષે.)

घ. **બીજા વેપારીને** ત્યાંથી **ઉધારે** હુંડી લખાવી લીધી હોય તો **હુંડી તથા હુંડિયામણના** રૂ. એને **નામે** જમા કરીને, કરવા ધારેલા ઉપયોગ ખાતે હુંડીના રૂ. અને હુંડિયામણના રૂ. હુંડિયામણ ખાતે ઉધારવામાં આવે છે. (જુઓ આસો શુદ ૫ ના મેળમાં રૂ૩૦૦) ની હુંડી ઉધારે લખાવ્યા વિષે.)

---

૧ આડતિયાને ભીડવાના, અથવા ખર્ચમાં કે બીજી બાબતમાં ઉપયોગ કરવો હોય તે ખાતે; ખર્ચમાં વાપરવાની હોય ત્યારે હુંડિયામણનો જમાખર્ચ પણ ખર્ચ ખાતે લખાય છે.

### ૩૯. શિકારેલી હુંડીઓના જમાખર્ચ વિષે.

ચ. આવેલી હુંડીઓ શિકારી **રાખ્યાવાળાને શેકડા** રૂા. આપવામાં આવે તો **જે આડતિયાની**વતી તે હુંડી શિકારી હોય તેને **નામે** હુંડીના રૂા. ઉધારવામાં આવે છે, અને પેટામાં હુંડીની વિગત સાથે રૂા. લેનારનું, તથા ખોળાધરનું નામ લખાય છે. (જુઓ ફાગણ વદ. ૫ ના મેળમાં રૂ ૨૦૦) ની શિકારેલી હુંડી વિષે.)

ચ. આવેલા હુંડીઓ શિકારી **રાખ્યાવાળાના રૂા. જમા રાખ**વામાં આવે તો હુંડીથી આપવાના રૂા. રાખ્યાવાળાને નામે જમા કરી જે આડતિયાની તે હુંડી હોય તેને નામે વિગતવાર ઉધારવામાં આવે છે. (જુઓ જેઠના મેળમાં રૂ ૫૦૦) ની શિકારેલી હુંડી વિષે.)

### ૪૦. વેચાણ હુંડીઓ વિષે.—

છ. **શેકડેથી** વેચાણ રાખેલી હુંડીઓ જેમના ઉપર ખીડવાની હોય તેમને નામે પેટામાં વિગતવાર ઉધારવામાં આવે છે. અને હુંડિયામણની લેવડ દેવડ થઈ હોય તે હુંડિયામણ ખાતે જમા ઉધાર કરવામાં આવે છે

શેકડેથી વેચાણ રાખેલી હુંડી તરત ઉપયોગમાં લેવાની ન હોય તો "હુંડી ખરીદ ખાતે" ઉધારવામાં આવે છે અને તેનો ઉપયોગ થાય ત્યારે જે તે ખાતે ઉધારી હુંડીવકરાખાતે જમા કરવામાં આવે છે. (જુઓ ૪૪ ના કારતક શુદ ૨ ના મેળમાં રૂ ૪૦૦) ની વેચાણ હુંડી વિષે.)

ખ. ઉધારે વેચાણ રાખેલી હુંડી વેચાણ આપનારને નામે જમા કરીને ઉપર પ્રમાણે ઉધારવામાં આવે છે.

### ૪૧. નોકર વગેરે લોકોની પેદાશના જમાખર્ચ વિષે.—

નોકર લોકો પગારને આવકખાતે અથવા પગારખાતે જમે કરે છે; જમીનદાર લોકો જમીનની ઉપજ ગણોતખાતે અથવા ઉપજખાતે જમે કરે છે. અને તેને લગતો સલામી વગેરેનો ખર્ચ તેજ ખાતે ઉધારે છે.

### ૪૨ ખર્ચની રકમોના જમાખર્ચ વિષે.—

ઘર ઉપયોગ અથવા પરમાર્થ વગેરે બાબતમાં વપરાયલા પૈસા **ખર્ચમાં** ગણાય છે. અને તેનો જમાખર્ચ લખવાના ખાતાને "ખર્ચ ખાતુ કહે છે. ખર્ચ ખાતે પડેલી રકમનું ઘણું કરીને વળતર થતું નથી, અને કદાપિ તેમ થાય તો થયેલું વળતર તેજ ખાતે એટલે ખર્ચ ખાતે જમા ક-

રવામાં આવે છે. ખોરાકી, પોષાકી, ધાતુના દાગીના, ધાતુના વાસણ, સ્થાવર જંગમ મિલકત, દાનદક્ષણા, ઇ૦ બાબતો ખર્ચમાં ગણાય છે. કેટલાક ખર્ચ સંબંધી વધારે હકિકત જાણવા માટે તેનાં પેટાં ખાતાં રાખે છે. જેમકે **દાગીના ખાતુ, ચાંલ્લા ખાતુ, ધર્માદા ખાતું**. ઇ૦

ખર્ચ ખાતાની જે રકમ ઉધારે લાવવામાં આવે તે ખર્ચ ખાતે ઉધારી, ઉધારે આપનારને નામે જમે કરે છે. પોતાની દુકાનમાંથી કોઈ વસ્તુ લેવામાં આવે તો મૂળ કિમત પ્રમાણે તે વસ્તુની કિમત વકરા ખાતે જમા કરી ખર્ચ ખાતે ઉધારે છે. (જુઓ મેળમાં ખર્ચ ખાતું.)

૪૩. ઉછીની અથવા વાંધા ભરેલી રકમનો જમાખર્ચ યાદદાસ્ત માટે નોંધી રાખવાની રીતને **ઉપરટપકું** કહેછે. ઉપરટપકાની રકમો બે રીતે લખાયછે.

अ. ચાલતા મેળમાં જેને તેને નામે જમા ઉધાર કરવી પરંતુ તેને ખાતે ન ખતવતાં એ રકમ ઉપરટપકાની છે એવું જાણવાને માટે તે રકમના આંકડા નીચે "ઉ" કરવું. (જુઓ ફાગણના મેળમાં).

ब. કેટલાક જે, તે, તારીખની જણશમાં બતાવેછે (જુઓ જેઠનો મેળ).

ભાગીદારોની વાંધા ભરેલી રકમ, ઉછીની રકમ, જંગડ આપેલો કે લીધેલો માલ, દેણદાર પર અરજી કરતાં કરેલો કોર્ટ ખર્ચ, અને ચોપડો સાથે રાખવાનો જોગ ન હોય તે પ્રસંગે પાસે રાખેલી રકમ ઉપરટપકે રાખી શકાય છે. (જુઓ મેળમાં)

## રોજમેળ નક્કી કરવા વિષે.

૪૪. જમાં અને ઉધાર બાજુએ રકમો લખાઈ રહે એટલે વિગત લખવાના હાંસિયામાં નાની બેવડી આડી લીટીઓ દોરી આખા દિવસમાં પાછલી શિલક સિવાય થયેલી જમા રકમોનો સરવાળો જમા તરફ લખવો; અને ઉધાર રકમોનો સરવાળો ઉધાર તરફ લખવો. પછી જમાના સરવાળામાં પુરાંત શિલક ઉમેરતાં જે આવે તે જમે પાસે પ્રથમ મૂકેલા સરવાળા નીચે ફરી બીજી લીટીઓ દોરી ટાંકવો. (જુઓ મેળમાં)

૪૫. જમા અને ઉધાર બાજુએ એ પ્રમાણે સરવાળો આવે તેની બાદબાકી કરવી. બાકી વધે તે આવતા દિવસ માટે પોતામાં નાણું રહ્યું સમજવું. પછી તેટલો અવેજ કોથળીમાં તપાસી જોવો. જો તે બરોબર મળતો હોય તો લખેલું નામું ખરૂં સમજી એ રકમ ઉધાર બાજુએ મૂકેલા સરવાળા નીચે એક લીટી દોરી **"શ્રીજણશે"** એમ લખી ટાંકવી. અને પછી ઉધાર બાજુનો સરવાળો ફરીથી ગણી, બીજી નાની લીટીઓ દોરી તે ઉપર લખવો. એમ કર્યાથી જમા ઉધાર બાજુના સરવાળા સમાન થશે. (જુઓ મેળમાં).

૪૬. આવતા દિવસ માટે શિલક કાઢી જમાં ઉધાર પાસાં મેળવે એટલે રોજમેળ બંધ કર્યો કહેવાય. તેમજ જે દિવસે મેળમાં લખવાનું ન હોય ત્યારે તે બંધ રહ્યો કહેવાય

૪૭. રોજમેળ જેમ જેમ લખાતો જાય તેમ તેમ દરેક ધણીના ખાતાની રકમ ખાતાવહીના ચોપડામાં ખતવવી. અને ખતવ્યાની ખાત્રીને સારૂ મેળમાં દરેક ખાતાના પેટામાં ખાતાવહીનું પાનું ટાંકવું. (જુઓ મેળમાં)

**સંવત ૧૯૪૩ ના કારતગ શુદ. ૫ ને શોમવારના જમાખર્ચની રકમો.**

રૂ. ૨૯૧૫ાાા≡ વેપાર કરવા સારૂ ઘરમાંના લીધા છે. પાછલું દેવું લહેણું તપાસતાં રૂ. ૨૨૪ાા≡ પટલ. લખુ લલ્લુ પાસે લહેણા, અને પરી. પરભુ કાશીના રૂ ૫૨૫) દેવા છે. રૂ ૫) શા મગન મુળજી બહોણી કરાવી ગયો. રૂ ૧ા પરી. પરભુ કાશીને ત્યાં કેશુભાઇ મારફત બહોણી કરાવી, રૂ ૦ા~ા મંદીરમાં ભેટ, ૦)≈ાા ગોળધાણા, ૦ા≡ પાન, એલચી, અને સોપારી. ૦ાા દક્ષણા. રૂ ૨૫) ના છુટા જ. ૬૫ લેખે લઇ તરત જ. ૬૪ ના ભાવે રોકડેથી આપી દીધા છે. રૂ ૫૭૫) વહોરા. હાજી મુસાને અંગ ઉધાર દોઢ ટકાના વ્યાજે ધીર્યા તેમાં રૂ પાાા વટાવ મડામણીના કાપી લીધા. સોનાની સોટચની પાટો બે, તોલા ૬૭ાા દા. ૧૯ા ભાવથી ચોકશી. હિમતલાલ કેશવલાલને ત્યાંથી મંગાવેલી આવી. તે પર રૂ ૪)≡ાા દલાલી, અને રૂ ૧)~ ધર્માદાનો મળી રૂ ૫ા૦ાા ખરાન્નત થઇ હતી. એ બધુ રોકડેથી પતાવ્યું છે. શા. રણછોડલાલ બાપુજીને સોનુ તો. ૨૦); હરગોવન મોતીને સોનું તોલા. ૨૫). અને મોંજીલાલ મોતીને સોનુ તોલા. ૧૫) દા. ૧૯ાા~ ના ભાવે રોકડેથી આપ્યું છે. રૂ. ૧૦૧) શા. મગનલાલ મુળજીની વતી પરી. શામળભાઇને ત્યાંથી લીધા છે. (જુઓ નીચે મેળમાં.)

સંવત. ૧૯૪૩ ના કારતક શુદ. ૫ ને શોમવારનો મેળ.

જ

૩૧૪૦ાા~ શ્રી દુકાન ખાતે જમે.
૨૯૧૫ાાા≡ રોકડા. ઘરમાંના.
૨૨૪ાા≡ [1]જમાખર્ચ. ૧. પટેલ. લખુ લલ્લુનો પડાવ્યો તે ધણીને ખાતે ઉધાર. પાછલા લહેણા.

૩૧૪૦ાા~ [2]પા.૧.

૫૨૫) પરી. પરભુ કાશીને ખાતે જમે.
૫૨૫) જમાખર્ચ ૧. [3]હા. દુકાન ખાતે ઉધાર.[4]બા. તમારા પાછલા દેવા હતા. પા. ૧

૦ા~ા શ્રી વટાવ ખાતે જમે.

ઉ

૨૨૪ાા≡ પટેલ. લખુ લલ્લુને ખાતે ઉધાર.
૨૨૪ાા≡ જમાખર્ચ. ૧ હા. દુકાન ખાતે જમે. બા. તમારી પાસે પાછલા લહેણા હતા તે ઉધાર્યા છે. પા. ૧.

૫૨૫) શ્રી દુકાન ખાતે ઉધાર.
૫૨૫) જમાખર્ચ. ૧. પરી. પરભુ કાશીને ખાતે જમે. બા. એ ધણીના દેવા હતા. પા. ૧.

૧ા~ાા શ્રી ખર્ચ ખાતે ઉધાર.
૦ા~ા મંદીરમાં ભેટના.
૦ાા દક્ષણાનો પરચુરણ.
૦ા≡ પાન, સોપારી ને એલચી.

---

૧. જમાખર્ચી રકમ છે એવું જાણવા માટે સરાફ લોકો એમ લખે છે.
૨. પા. ખાતાવહીના પાનાનો આંકડો છે. ૩. હા. હસ્તે. ૪. બા. બાબત.

| | |
|---|---|
| ૦ા=ા છુટા રૂ૨૫)ની કસરના.પા.૩ | ૦)=ાા ગોળધાણા. |
| ૫ાાા શ્રી વ્યાજ ખાતે જમે. | ૧ાા=ાાા પા. ૨. |
| ૫ાાા રોકડા. વો. હાજી કનેથી મં-ડામણીના લીધા છે. પા.૨ | ૫૭૫) વો. હાજી મુસાને ખાતે ઉધાર. |
| ૧૧૭૭ાા શ્રી હેમ વકરા ખાતે જમે. | ૫૭૫) રોકડા. હા. તમને દોઢ ટકા લેખે ધીર્યા છે. પા. ૩. |
| ૧૧૭૭ાા હેમ તો. ૬૦) દા.૧૯ાા= રોકડેથી પરચુરણ વેચ્યું છે. પા.૧ | ૧૩૦૩ાા=ાા શ્રીહેમ ખરીદ ખાતે ઉધાર. |
| ૧૦૬) શા. મગનલાલ મુળજીને ખાતે. | ૧૨૯૮ા= હેમ તો. ૬૭ાા દા.૧૯ા |
| ૫) રોકડા. બહોણીમાં ભર્યાછે. | ૪)=ાા દલાલીના દા. તોલે ૦)- |
| ૧૦૧) રોકડા. તમારીવતી પરી. શામળભાઇએ ભર્યા છે. | ૧)- ધર્માદા દા. તોલે ૦)૦ા |
| ૧૦૬) પા. ૨. | ૧૩૦૩ાા=ાા પા. ૧. |
| ૧૮૧૪ાા=ા. | ૧ા પરી. પરભુ કાશીને ખાતે ઉધાર. |
| ૪૯૫૫ા૦ા. | ૧ા રોકડો. હા. ભાઈકેશુ બહોણીમાં આપી આવ્યો છે. પા. ૧ |
| | ૨૬૩૧ા૦ા |
| | ૨૩૨૪) શ્રી જણસે બાબાશાહી. |
| | ૪૯૫૫ા૦ા |

—:o:—

સંવત ૧૯૪૩ ના કારતક વદ. ૮ ને શુકરવારના જમાખર્ચની રકમો.

રૂ ૨૩૨૪) પાછલી શિલક છે. રૂ ૧૪૫ા પરી. પરભુ કાશીએ અમારી વતી-શા. મગનલાલ મુળજીને રોકડા આપ્યા છે. રૂ ૪૧) મહેતા. મગન મુળજીએ વહોરા. હાજી મુસાની વતી રોકડા ભર્યા છે. રામપુરાના પગી રામા રૂપા પાસે રૂ ૬૫ાા લેણા નીકળ્યાથી નીચે પ્રમાણે વસૂલ કરી ખાતું માડી વાળ્યું.- રૂ ૩૫) ભેંસ. ૧. રૂ ૧૫) ગાય. ૧. રૂ ૧૦ાા પાડી ૧. અને રૂ ૫) છુટ મુકી. તેમાંથી ભેંસ દુઝણા સારૂ ઘરમાં રાખી અને ગાય તથા પાડી રૂ૨૪) માટે વેચ્યાં છે. પટલ. લખુ લલ્લુને રૂા. જોઈતા હતા તેથી પાછલા રૂ૨૨૪ાા= હતા તે વાળી લઇ બાકીના રૂા. આપી રૂ ૨૯૫ા= નું નવુ ખત લખાવી લીધું. નવું ખત કરતાં રૂ ૫) મડામણીના મળ્યા છે. રૂ ૫૧) વહોરા હાજીએ શા: મગન મુળજીને કબુલાવ્યાછે. (જુઓ નીચે મેળમાં).

સંવત ૧૯૪૩ ના કારતક વદ ૮ ને શુકરવારનો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૨૩૨૪) શ્રી પુરાંત બાકી. | ૧૯૬ા શા. મગન મુળજીને ખાતે ઉધાર. |
| ૪૨) વો. હાજી મુસાને ખાતે જમે. | ૧૪૫ા રોકડા. પરભુ કાશીને ત્યાંથી |
| ૪૧) રોકડા. હા. મહેતા. મગ- | અપાવ્યા તે, બોહણીના જો |

ન ભરી ગયા છે.
) જમાખર્ચ ૧. મગન મુ-
ળજીનો પડાવ્યો તે એ
ધણીને ખાતે ઉધાર.

૯૨) પા. ૩.

૧૪પા પરી. પરભુ કાશીને ખાતે જમે.
૧૪પા રોકડા. અમારીવતી મગ-
નલાલ મુળજીને અપાવ્યા તે; એ
ધણીને ખાતે ઉધાર. પા. ૧-
૬પા શ્રી દુકાન ખાતે જમે.
૬પા જમેખર્ચ ૧. રામપુરાના
પગી. રામા રૂપાનો પડાવ્યો તે,
બા. પાછલા લહેણા. પા. ૧.
૬પા રામપુરાના પગી. રામા રૂપાને
ખાતે જમે.
૬૦ા શ્રી વિગત ખાતે ઉધાર ઢો-
ર ખંડી લીધાં તેના.
પ) વટાવ ખાતે ઉધાર બા. છુટ.

૬પા પા. ૧.

૨પા શ્રી ઢોર ખાતે જમે.
૨૪) રોકડા. ગાય તથા પાડીના
વેચાણના.
૧ા વટાવ ખાતે ઉધાર. બા. ખો
ટ ગઇ.

૨પા પા. ૧.

પ) વ્યાજ ખાતે જમે.
પ) રોકડા. પટલ લખુ પાસેથી
નવા ખતમાં ચઢાવો લીધો છે.
પા. ૨.

૩૯૮ાા.

૨૭૨૨ાા.

૫૧) જમાખર્ચ ૧. વો.હાજીને ખા-
તે જમે. બા. કબૂલતના.

૧૯૬ા. પા. ૨.

૬૦ા શ્રી ×વિગત ખાતે ઉધાર.
૩૫) શ્રી ખર્ચ ખાતે ઉધાર.
૩૫) બા. ભેંસના પા. ૨.
૨પા ઢોર ખરીદ ખાતે ઉધાર.
૧૫) ગાય. ૧.
૧૦ા પાડી. ૧.

૨પા પા. ૧.

૬૦ા એણી વિગતે રામપુરાના
પગી રામા રૂપાને ખાતે જમે.
૬પા રામપુરાના પગી રામા રૂપાને
ખાતે ઉધાર.
૬પા જમેખર્ચ. ૧. હા. દુકાન
ખાતે જમે કરીને બા. પાછલા લ-
હેણા. પા. ૧.
૬ા વટાવ ખાતે ઉધાર.
પ) પગી રામાને ખાતે જમે બા.
છુટ મુકી.
૧ા ઢોરખાતે જમે. બા. ખોટ ગઇ

૬ા પા. ૩.

૭૦ાા પટલ. લખુ લલ્લુને ખાતે ઉધાર.
૨૯પા≡ નવું ખત કર્યું તેના.
૭
૨૨૪ાા≡ પાછલુ લહેણું બાદ.
૭૦ાા-રોકડા. હા. તમને પા.૧.

૩૯૯ાા..

૨૩૨૩ા શ્રી જણસે બાબાશાહી.

૨૭૨૨ાા.

× જ્યારે એકજ ધણીને ખાતે કોઇ રકમ જમા અથવા ઉધાર કરીને જુદે જુદે ખાતે તેથી ઉલટું લખવાનું હોય ત્યારે વિગત ખાતુ પાડી તેના ...માં તે દરેક ખાતે લખવામાં આવે છે.

**સંવત ૧૯૪૩ ના ફાગણવદ ૯. ને ભોમવારની જમાખર્ચની રકમો.**

૩ ૨૩૨૩ા કોથળીમાં ગઇ કાલના છે. વહોરા. હાજી મુસા કનેથી હેમની કંઠી તોલા. ૬ાા દા. ૧૮ ના ભાવે ઘરને સારૂ લહેણાને પેટે ખંડી લીધી. હુંડી નં. ૧ રૂ. ૧૫૦) બાબાશાહીની. હુંડી ૧. ગોધરાના પરી. જેચંદ મગનભાઇ ઉપર નામજોગ. તરત મુદતની રોકડેથી દા. ૯૯ ના ભાવે શા. ગીરધર મોતીને લખી આપી છે. (અમારી વતી.) મુંબાઇગરા રૂ. ૭૦૦) દા. ૧૮ ના ભાવે રાજેશ્રી જીભાઇ ગોકળદાસના રોકડેથી રાખ્યા. હુંડી નં. ૧ રૂ. ૨૦૦) બાબાશાહીની. લખી મુંબાઇથી પરી. છોટા દાજીભાઇ. રાખ્યા હરીવિષ્ણુના. શાહજોગ. મુદત દીન ચારચારની. અમારી વતીને ખાતે અમારા ઉપરની રાખ્યાવાળા લાવવાથી ગોવિંદ હરીની ખોળાધરી લઇ રાખ્યાવાળાને હુંડી શીકારી આપી ખોખુ મુળધણીને બીડી દીધું. સોનું તોલા. ૭ાા દા. ૨૦) ના ભાવે માસ્તર. દામોદરદાસને રોકડેથી આપ્યું છે. રૂ. ૫) કેશુના સાસરેથી મોં ગળ્યું કર્યાના આવ્યાછે. રૂ. ૧૦૦) કલદાર દા. ૧૮ાા ના ભાવે શા. મગન મુળજીને આપ્યા અને તે પેટે રૂ. ૮૦) બાબાશાહી લીધા. લખુ પટલની સાક્ષીમાં રૂ ૦ાા, અને ઠકરની ચો પડીઓ વેચી આપી તેમાં કમિશન રૂ ૫) મળ્યું છે. પરચુરણ મુંબઇગરા રૂ.૧૨૦) રોકડેથી દા. ૧૮ાા વેચ્યા છે. રૂ. ૨૫) પટલ ભાઇજી બાપુજી ઉપર ટપકે મુકી ગયા છે. [ જુઓ નીચે મેળમાં. ]

સંવત ૧૯૪૩ ના ફાગણવદ ૯ ને ભોમવારનો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૨૩૨૩ા શ્રી પુરાંત બાકી.<br>૧૧૭) વો. હાજી મુસાને ખાતે જમે.<br>૧૧૭) ખર્ચ ખાતે ઉધાર. બાબતે કંઠીના. પા. ૩<br>૧૫૦) ગોધરાખાતે પરી. જેચંદ મગભાઇના જમે. અમારી વતી. ૧૫૦) ની હુંડી ૧. બાબાશાહીની તમારી. રાખ્યા શા. ગીરધરમોતીના. નામજોગ. તરત મુદતના. દા. ૯૯ એ રોકડેથી આપી છે.<br>૧૪૮ાા રોકડા. હુંડીના લીધા છે.<br>૧ાા હુંડિયામણ ખાતે ઉધાર. બા. ભાવની ઘટનો.<br>૧૫૦) નકકીની હુંડી જમે. પા.૩<br>૧૫૦) શ્રી હેમ વકરાખાતે જમે. | ૧૧૭) શ્રી ખર્ચ ખાતે ઉધાર.<br>૧૧૭) જમેખર્ચ ૧. વો. હાજીને ખાતે જમે. બા. હેમની કંઠી તોલા ૬ાા ૧૮ના ભાવની રાખી તેના. પા. ૨.<br>૧૯૮) મુંબાઇ ખાતે પરી. છોટાલાલદાજીને ખાતે ઉધાર, અમારીવતી. ૨૦૦)હુંડી ૧ +દા. ૮૪ મું.બાબાશાહીની. લખી તમારી. રાખ્યા હરીવિષ્ણુ પાસેથી શાહજોગ મુદત દીન ચારચારની મીતિ ફાગણ શુદ ૧૦ તે ગોવિંદ હરીની ખોળાધરીથી શિકારી ખોખું તમને પાછું બીડયું છે ને રાખ્યાવાળાને રોકડા રૂ. આપ્યા છે. પા.૩ |

**+ દેશ ચલણી નાણાં પ્રમાણે હુંડીનાં નાણાંનો જમાખર્ચ પડે છે અને તે બાબતનો ભાવ લખનારના કાગળપરથી ચિકારનારના જાણવામાં આવે છે. એટલે મુંબાઇવાળો હોય તો મુંબાઇગરા અને પાટણવાળો હોય તો શિક્કાઇ નાણાં લખાય છે.**

૧૫૦) રોકડા. હેમ તો. ૭ાા દા.
૨૦)થી દામોદરદાસને આપ્યું છે.
પા. ૧

૫૧ાા શ્રી વટાવખાતે જમે.
૫) રોકડા બા. કેશુના સાસરે-
રેથી મોં ગળ્યું કર્યાના આ-
વ્યા છે.
૪૧) રોકડા. વટાવ મુ. રૂ ૨૨૦)
નો પરચુરણ.
૫ાા રોકડા કમિશન વગેરે બા
બતના.

૫૧ાા. પા. ૩.

૨૫) પટલ ભાઇજી બાપુજીને ખાતે જમે.
ઊ. ૨૫) રોકડા. હા. પોતે ઉપર ટ-
પકે મુકી ગયા છે.

૪૯૩ાા.

૨૮૧૬ાાા.

૧૨૬) શ્રી વટાવખાતે ઉધાર.
૧૨૬) વટાવ મું. રૂ૭૦૦) દા.૧૮
ના ભાવે રોકડેથી રા. છભાઇ પા
સેથી રાખ્યા છે. પા. ૩

૩૮ાા શા. મગન મુળજીને ખાતે ઉધાર.
૧૧૮ાા રોકડા મું. રૂ.૧૦૦)દા.૧૮ાા
૮૦ રો. બાબાશાહી ભર્યા તે.

૩૮ાા બાકી રહ્યા છે. પા. ૨.

૩૩ાા શ્રી હુંડિયામણ ખાતે ઉધાર.
૧ાા હુંડિયામણ. રૂ. ૧૫૦)ની હું-
ડી દા. ૯૯) એ આપી તે-
ની કસર.
૩૨) હુંડિયામણ. હુંડી રૂ. ૨૦૦)
બાબાશાહીની મુંબાઇથી આ
વી તેના દા. ૧૬.

૩૩ાા. પા. ૩

૪૮૩)
૨૩૩૩ાાા શ્રી જણશે.
૪૮૦) કલદાર.
૧૮૫૩ાાા બાબાશાહી.

૨૩૩૩ાાા.

૨૮૧૬ાાા.

સંવત ૧૯૪૩ ના જેઠ શુદ ૧ ને શોમવારથી વદ ૦)) ને ભોમવાર
સુધીના મેળની રકમો.

૨૩૩૩ાાા પાછલી જણશછે. રૂ૩૦૦) ની હુંડી નગ ૧ દા. ૧૯ના ભાવે મુંબાઇના પરી. છોટાલાલ દાજીભાઇ ઉપરની વો. હાજી મુસાને ઠી. ૧ વળતાની નામે લખીને અમારી વતીને ખાતે લખી આપી, શુદ ૫. અને તે શુદ ૧૦ મે પાકીછે. હુંડી નંગ ૧ રૂ ૫૦૦) બાબાશાહીની અમારી. લી. મુંબાઇથી પરી. છોટા દાજીભાઇ રાખ્યા મગન મુળજીના શાહજોગ. મુદત દી. ૩૧ પછીની લખી વૈશાખ શુદ ૫ તે ગીરધર મોતીની ખોળાધરીથી શિકારી હુંડીનું ખોખુ મુળ ધણીને બીડી રાખ્યાવાળાના રૂા. જમે રાખ્યા છે, શુદ. ૧૨. મુંબઇગરા રૂ. ૩૦૦) દા. ૨૦ાા રોકડેથી આપ્યા, શુદ ૧૫. ઘર-માંની ભેંસ વેચી તેના રૂ ૪૦) ઉપજ્યા, વદ૬. હેમની વીંટી તોલા ૨) દા. ૨૫ ના ભાવે ચોકશી હિંમતલાલ કેસવલાલ પાસેથી લઇ તરત વહોરા હાજી મુસાને રોકડેથી દા- ૨૬ા ના ભાવે આપી દીધી વદ ૮, વહોરા હાજીને પરી. શા-

મળ નથુભાઇના ખાતાનો હિસાબ કરી આપવાથી તેણે ખુશી થઇ રૂ. ૫) પાઘડી તરીકેના રોકડા આપ્યા. વદ ૧૨. રૂ ૫)≡ા નાં નાતના ભણનાર છોકરાંને ઇનામ આપ્યાં છે. વદ ૦)) (જુઓ નીચે મેળ.)

સંવત ૧૯૪૩ ના જેઠ શુદ ૧ થી જેઠ વદ ૦)) સુધીનો મેળ.

જ

૨૩૩૩ાા શ્રી પુરાંત બાકી.

૩૦૦)મુંબાઇખાતે પરી છોટા દાજીભાઇને ખાતે અમારીવતી. શુદ૫ પાકી શુદ૧૦

૩૦૦) હુંડી ૧ કલદારની તમાશા ઉપર લખી. અમારી રાખ્યા વ. હાજી મુસા, શાહજોગ દી. ૧ વળતાની રાખ્યાવાળાને નામે લખીને આપી છે.

૩૫૭) હુંડી રૂ ૩૦૦) ની દા. ૧૯ તે રાખ્યાવાળાને ખાતે ઉ૦

૦

૫૭) હુંડિયામણ ખાતે જમે.

૩૦૦) નકકીની હુંડી ૧

પા. ૩.

૫૭) હુંડિયામણ ખાતે જમે શુદ ૫.

૫૭) જમેખર્ચ. ૧ હા. વો. હાજીને ખાતે ઉધારીને. પા. ૩

૫૦૦) શા. મગન મુળજીનેખાતે શુ.૧૨

૫૦૦) જમેખર્ચ૧ હા. શ્રી વિગત ખાતે ઉધાર બા. હુંડી ૧ મુંબાઇથી પરી. છોટાલાલ દાજીભાઇની લાવ્યા તેના જમે. પા. ૨

૬૧ાા શ્રી વટાવ ખાતે જમે શુદ. ૧૫.

૬૧ાા રોકડા. વટાવ સું.રૂ ૩૦૦) દા. ૨૦ાા ના ભાવે વેચ્યા છે. પા. ૩

ઉ

૩૫૭) વો. હાજી મુસાને ખાતે શુદ. ૫

૩૦૦) હુંડી ૧ શ્રી મુંબાઇ ખાતે પરી.છોટા દાજીભાઇના જમે

૫૭) હુંડિયામણ ખાતે જમે. હુંડી રૂ ૩૦૦) દા. ૧૯

૩૫૭) પા. ૩

૫૦૦) શ્રી વિગતખાતે ઉધાર શુદ ૧૨

૪૧૫)મુંબાઇખાતે પરી.છોટાભાઇ દાજીભાઇનેખાતેઅમારીવતીશુ.૧૨

૪૧૫) ની હુંડી નંગ૧ રૂ૫૦૦) બા. ની દા. ૮૩. અમારા ઉપર લખી. તમારી રાખ્યા. શાહ. મગન મુળજીના શાહજોગ. મુદત ૩૧ પછીની લખી વૈશાખ શુદ ૧૫ તે ગીરધર મોતીની ખોળાધરીથી શિકારી તમને પાછી બીડી અને રાખ્યાવાળાના રૂ. જમે રાખ્યા છે.

૫૦૦) હુંડીનંગ ૧ બાબાશાહીની.

૦

૮૫) હુંડિયામણ ખાતે ઉધાર.

૪૧૫) નકી મુંબાઇગરા. પા. ૩.

૮૫)હુંડિયામણખાતેઉધારશુદ.૧૨

૮૫) હુંડી ૧ રૂ૫૦૦) ની મુંબાઇથી પરી છોટાભાઇની આવી તે દા. ૧૭ ના ભાવે અમારી વતી શિકારી છે પા. ૩

૪૦) શ્રી ખર્ચખાતે જમે વદ ૬.
૪૦) રોકડા બાબતે ભેંસ વેચી તેના આવ્યા છે. પા. ૨.
૨।। શ્રી વટાવ ખાતે જમે વદ. ૮
૧।। રોકડા. હેમની વીંટી રાખીને તુરત વેચી તેમાં નફો. પા. ૩
૫) શ્રી વટાવ ખાતે જમે વદ ૧૨.
૫) રોકડા બાબતે વો. હાજીને હિસાબ કરી આપ્યો તેમાં પાઘડીના મળ્યા છે. પા. ૩.

૯૬૬)

૩૨૯૯।।।

૫)≡। શ્રી ખર્ચખાતે ઉધાર. વદ ૦))
૫)≡। રોકડા નાતીલા વિદ્યાર્થીઓને ઇનામમાં આપ્યાછે. પા.૨
૨૫) પા. ભાઇજી બાપુજીનેખાતે ઉધાર
ઊ. ૨૫) રોકડા હા. પોતે. બા. ઉપરટપકે જમે હતા તે લઇ ગયા.

૮૮૭)≡।

૨૪૧૨।।૦।।। શ્રી જણશે.
૧૮૦) રોકડા કલદાર
૨૨૩૦।। રોકડા બાબાશાહી છે.
૨)૦।।। ×ઉપરટપકે લહેણા.
૨)૦।।।મણીલાલ મુળજીને ખાતે. બા.ઉછીનાઆપ્યાછે.

૩૨૯૯।।।.

સંવત ૧૯૪૩ ના આસો શુદ. ૫ ને ગુરૂવારના જમાખર્ચની રકમો.

રૂ ૨૪૧૨।।૦।।। ગયા મેળનું પોતું છે એવી રીતે કે રૂ ૧૮૦) કલદાર અને બાકીના બાબાશાહી. હુંડી ૧ રૂ૫૦૦) બાબાશાહીની સરભર લેખે ખેડાના પરી. જગા લલ્લુભાઇ ઉપરની શાહજોગ મુદત વાર ભોમની પરી. શામળભાઇ નથુભાઇની દુકાનેથી રોકડા રૂા. આપી લખાવીને શા. મગનલાલ મુળજીને દા. ૦।। ના ભાવે રોકડેથી વેચાણ આપી દીધી. પટલ. લખુ લલ્લુના ખાતાનો હિસાબ કર્યો તો મુદલમાં રૂ ૨૯૫।≡ વ્યાજ રૂ ૧૭।≡ નીકળ્યા તેમાંથી ૦।≡ છુટ મુકી બાકીનાં નાણાં રોકડાં ગણી લઇ ખાતું સરભર કર્યું. ભલામણ ૧. ગોધરાના પરી જેચંદ મગનલાલે આસો શુદ ૧ ની મીતિની ગાંધી. મથુર બખતચંદને રૂા. એકસોએંશી સુધી આપવાની લખી આપેલી તે લખાવનાર ધણી લાવવાથી ચુનીલાલ લલ્લુભાઇ જોગ રૂ ૧૫૦ ગણી આપી તેની પાવતી તથા ભલામણ લેઇ ગોધરાવાળા જેચંદભાઇને બીડી દીધાં છે. હુંડી. ૧ રૂ ૩૦૦) કલદારની દા. ૧૭, સુરત ખાતે પરી. બાપુલાલ જેઠાભાઇ ઉપરની લી. અતરેથી પરી. પરભુ કાશીના શાહજોગ મુદત દીન ચારચારની અમારે નામે લખાવી લાવીને અમે શા. મગનલાલ મુળજીને નામે લખીને દા. ૧૭।। ના ભાવે આપી.

× જ્યાં સુધી એ રકમ પાછી ન આવે ત્યાં સુધી એમ લહેણા ખેંચાય અને આપી જાય એટલે લખાય નહીં. તેમજ ઉછીતી રકમ લાવો તેને માટે એ-થી ઉલટું લખવું એટલે આણેલી રકમ રોકડમાં વધારે ગણીને બાદ કરવી.

ભલામણ. ૧ શ્રી મુંબાઇ ખાતે પરી. છોટાભાઇ દાજીભાઇ ઉપર. ભાદરવા વદ ૮ ની મીતિની શા. ભીખાભાઇ ફતાભાઇને રૂ ૪૦૦) કલદાર આપવાની લખી આપેલી તે તેમણે શિકારી ભલામણ લઇ જનારને આસો શુદ ૩ ના દિવસે નાણાં આપી પહોંચ વગેરે અમારાપર મોકલાવી છે. અને તે રૂા. શા. ભીખાભાઈએ ચી. ભોગીલાલ મારફત અત્રે રોકડા ભરાવ્યા છે. રૂ ૫૦૧) રોકડા. બાબાશાહી પરી. પરભુ કાશીની વતી પરી. ઝવેર લખમીચંદની દુકાને ગુ. મોહન મારફત ભર્યા છે. ૦॥≈ શીંગોડા ફરાળ સારૂ શેર ૪॥ રોકડેથી લીધાં. (જુઓ નીચે મેળમાં.)

સંવત ૧૯૪૨ ના આસો શુદ ૫ ને ગુરૂવારનો મેળ.

૪

૨૪૧૨॥૦॥। શ્રી પુરાંત બાકી.

૪) શ્રી હુંડિયામણ ખાતે જમે.

૨॥ રોકડા. હુંડી રૂ ૫૦૦) ખેડાની જગા લલ્લુભાઇની પરી. શામળભાઇને ત્યાંથી સરભરથી લખાવી શા. મગનલાલ મુળજીને દા. ૦॥ થી વેચાણ આપી.

૧॥ જમેખર્ચ ૧ હા. શા.મગનલાલ મુળજીને ખાતે ઉધાર. બા. હુંડી ૧ રૂ૩૦૦) કલદારની સુરતનીબાપુલાલ જેઠાભાઇનીપરી.પરભુ કાશી પાસેથી દા.૧૧૭થીલખાવેલીદા.૧૧૭॥ ના ભાવે આપી તેની કસરના.

૪) પા. ૩.

૧૭) શ્રી વ્યાજખાતે જમે.

૧૭) જમેખર્ચ ૧. હા. પટલ.લખુ લલ્લુને ખાતે ઉધાર.બા.વ્યાજનો. પા. ૨.

૩૧૨॥≈ પટલ.લખુલલ્લુને ખાતે જમે.

૩૧૨॥≈ રોકડા. હા. તમે હિસાબ ચુકતે ભરી ગયા છો. પા. ૧.

૩૫૧) પરી. પરભુ કાશીને ખાતે જમે.

૩૫૧) હુંડી ૧. રૂ ૩૦૦) મું. ની

૩

૧૭) પટલ. લખુ લલ્લુને ખાતે ઉધાર.

૧૭॥≈ વ્યાજના આજ સુધી.

૦॥≈ છુટના બાદ.

૧૭) નકકી વ્યાજ ખાતે જમે પા. ૧.

૧૫૦) શ્રી ગોધરા ખાતે પરી. જેચંદ મગનલાલને ખાતે ઉધાર.

૧૫૦) ભલામણ. ૧ આસો શુદ ૧ ની તમારી ગાંધી મથુર વખતચંદને રૂા. એકસોએંશી સુધી આપવાની લખાવનાર ધણી લાવવાથી શા. ચુનીલાલ લલ્લુભાઇ જોગ રૂા. આપી પાવતી તથા ભલામણ તમને બીડયાં છે. પા. ૩.

૩૫૨॥ શા. મગનલાલ મુળજીને ખાતે.

૩૫૨॥ હુંડી ૧ રૂ ૩૦૦) મું. દા. ૧૭॥ સુરતની પરી. બાપુલાલ જેઠાના ઉપરની લખાવેલી આપી તેના નીચે પ્રમાણે જમે.

૩૫૧) પરી. પરભુકાશીનેખાતેજમે.

૧॥ હુંડિયામણ ખાતે જમે.

૩૫૨॥ તમારે ખાતે ઉધાર. પા ૨.

દા. ૧૭ ના ભાવે સુરતના પરી. બાપુલાલ જેઠા ઉપરની લી. તમારી. રાખ્યા અમારી શાહજોગ મુદત દીનચાર ચારની અમારે નામે લખી આપી તેથી તમારે ખાતે જમે કરી હા. શા. મગનલાલ મુળજીને ખાતે ઉધાર. પા. ૧

૪૦૦) મુંબાઇ ખાતે પરી. છોટા દાજીભાઇને ખાતે જમે. અમારીવતી શુદ ૩.

૪૦૦) ભલામણ. ૧ કલદારની તમારી ઉપર ભાદરવા વદ ૮ ની રા. ભીખાભાઇ ફતાભાઇને લખી આપેલી તે પ્રમાણે એ ધણીને રૂા. આપી પહોચ મોકલાવી તે ઉપરથી જમે. અને એ રૂા. રા. ભીખાભાઇના ચી. ભોગીલાલ ભરી ગયા છે. પા. ૩.

૧૦૮૪।≈

૩૪૯૬।।।≈।।।.

૫૦૧) પરી. પરભુ કાશીને ખાતે ઉધાર.

૫૦૧) રોકડા. બા. તમારીવતી પરી. ઝવેર લખમીચંદને ત્યાં ગુ. મોહન ભરી આવ્યો છે. પા. ૧.

૦।।≈ શ્રી ખર્ચ ખાતે ઉધાર.

૦।।≈ શીંગોડા શે. ૪।। દા. ૦)≈।। શેર. પા. ૩.

૧૦૨૧)≈

૨૪૭૫।।।૦।।। શ્રીજણસે.

૫૮૦) કલદાર.

૧૮૯૫।।।૦।।। બાબાશાહી.

૨૪૭૫।।।૦।।।.

૩૪૯૬।।।≈।।।.

સંવત ૧૯૪૩ ના આસો વદ ૦)) રવીવારની જમાખર્ચી રકમો.

નીચે લખેલા આસામીઓના ખાતાનો હિસાબ કરી વ્યાજ ગણ્યું તો પરી. પરભુ કાશીને ખાતે ૪૫।।।; શા. મગનલાલ મુળજીને ખાતે ૫।।≈।।; અને ગોધરાવાળા પરી. જેચંદ મગનલાલને ખાતે ૩।≈ વ્યાજનો દેવો પડયો. વહોરા. હાજી મુસાને ખાતે ૯૭।।।≈।।। વ્યાજ, અને મુંબાઇવાળા પરી. છોટાલાલ દાજીભાઇને ખાતે ૬।।।૧૯ વ્યાજના, તથા ૦।।૨૩ આડતના લહેણા નીકળ્યા.

સાલ આખરે નીચે લખેલાં ખાતાંનો જમાખર્ચ વટાવ ખાતે લઇ ખાતાં માંડી વાળ્યાં.–૨૩।।।−।। હેમ ખરીદ વકરા ખાતામાં, ૭૭।।।૦।।। વ્યાજ ખાતામાં દેવા પડયા એટલે વધારો નીકળ્યો. અને ૧૧૯।।−ખર્ચ ખાતામાં, ૫૬।।।૦ હુંડિયામણ ખાતામાં લહેણો નીકળ્યો એટલે વધારે ઉધર્યુ. તે વટાવ ખાતામાં લાવી એ દરેક ખાતાં માંડી વાળ્યાં. પછી વટાવ ખાતે રૂ ૮૬।।।૦।।। લહેણા પડયા તે દુકાન ખાતે ઉધારી માંડી વાળ્યા છે.

સંવત ૧૯૪૩ ના આસો વદ ૦)) રવીવારનો જમાખર્ચી મેળ.

| જ | ઉ |
|---|---|
| ૫૪।।।−।। શ્રી વિગત ખાતે જમે. | ૫૪।।।−।। શ્રી વ્યાજ ખાતે ઉધાર. |

૪૫ાા પરી. પરભુ કાશીને ખાતે
જમે. પા. ૧
૫ાા≡ાા શા. મગનલાલ મુળજીને
ખાતે જમે. પા. ૨.
૩ા≡ ગોધરાવાળા પરી. જેચંદ
મગનલાલને ખાતે જમે. પા. ૩.

૫૪ાા–ાા એણી વિગતે શ્રી વ્યા
જ ખાતે ઉધાર.
૧૦૪ાા=ા શ્રી વ્યાજ ખાતે જમે.
૧૦૪ાા=ા જમેખર્ચ. ૨. શ્રી વિ-
ગત ખાતે ઉધાર. બા. જણ ૨
પાસે વ્યાજના લહેણા પડચા તે
પા. ૨.
૦ાા૨૩ શ્રી હુંડિયામણ ખાતે જમે.
૦ાા૨૩ જમેખર્ચ ૧. હા. મુંબા-
ઇવાળા છોટાલાલ દાજીને ખાતે
ઉધાર. બા. આડતના. પા. ૩.
૧૦૧ાા=ા શ્રી વટાવ ખાતે જમે.
૧૦૧ાા=ા જમેખર્ચ ૨. હા. શ્રી વિ-
ગત ખાતે ઉધાર. બા. આવક
જાવકનાં કુટકળ ખાતે નીકળેલું
દેવું તે ખાતે ઉધારીને. પા- ૩.
૧૭૬ા–ા શ્રી વિગત ખાતે જમે.
૧૧૯ાા– શ્રી ખર્ચ ખાતે જમે.
પા. ૨.
૫૬ાા૦ા હુંડિયામણ ખાતે જમે.
પા. ૩.

૧૭૬ા–ા શ્રી વટાવ ખાતે ઉધાર
બાબતે એ ખાતાં સરભર કર-
વા સારૂ.

૮૬ાા૦ાા શ્રી વટાવ ખાતે જમે.
૮૬ાા૦ાા જમેખર્ચ ૧. હા. શ્રીદુ-
કાન ખાતે ઉધાર. બા. હિસાબ
માંડી વાળવા ખુટતી રકમ જમે
કરી છે. પા. ૩

૫૨૪ાા≡ાા

૫૪ાા–ાા જમેખર્ચ ૩. હા. શ્રી વિ-
ગત ખાતે જમે. બાબતે જણ ૩
ના વ્યાજના દેવા પડચા તે. પા ૨.
૧૦૪ાા=ા શ્રી વિગત ખાતે ઉધાર,
૯૭ાા≡ાા વો. હાજી મુસાને ખા
તે ઉધાર. પા. ૩.
૬ાા=ા શ્રી મુંબાઇ ખાતે પરી.
છોટાલાલ દાજીભાઇને ખાતે
ઉધાર. પા. ૩.

૧૦૪ાા=ા શ્રી વ્યાજ ખાતે જમે
કરીને.
૦ાા૨૩ શ્રી મુંબાઇ ખાતે પરી. છોટા-
લાલ દાજીભાઇને ખાતે ઉધાર.
૦ાા૨૩ જમેખર્ચ ૧. હા. શ્રી હું-
ડિયામણ ખાતે જમે. બા. હુંડી-
ઓની આડતના. દા. ૦)≡ લેખે.
પા. ૩.
૧૦૧ાા=ા શ્રી વિગત ખાતે ઉધાર.
૨૩ાા–ાા હેમ ખરીદ વકરા ખા-
તે ઉધાર. પા. ૧.
૭૭ાા૦ાા શ્રી વ્યાજ ખાતે ઉધા-
ર. પા. ૨.

૧૦૧ાા=ા એણી વિગતે શ્રી વટાવ
ખાતે જમે. બા. હિસાબ કરી
ખાતાં માંડી વાળવા સારૂ.
૧૭૬ા–ા શ્રી વટાવ ખાતે ઉધાર.
૧૭૬ા–ા જમેખર્ચ ૨. શ્રી વિગત
ખાતે જમે. બા. જુદે જુદે ખા-
તે પડેલું લહેણું જમે કરીને હિ-
સાબ માંડી વાળ્યો. પા, ૩.
૮૬ાા૦ાા દુકાન ખાતે ઉધાર.
૮૬ાા૦ાા જમેખર્ચ ૧. હા. શ્રી વ-
ટાવ ખાતે જમે. બા. તે ખાતે
વધારે ખર્ચ પડવાથી આ ખાતે
ઉધારી લીધા છે. પા. ૧.

૫૨૪ાા≡ાા

